


ગુજરાતી અને હિન્દુસ્તાની સપ્લીમેંટ
ફેબ્રુઆરી ૧૯૩૬.

મા. ઘુલિયા અને પાર્ટી

Gujrati & Hindustani Supplement.
FEBRUARY 1936.

ડમ ડમની ફેક્ટરીમાં તૈયાર થયેલ

# ટ્વીન............




## ભુંગળાવાળું મશીન

તમારે ભુંગળાવાળું ગ્રામોફોન ખરદવું હોય તો આ મોડેલ તમારે માટે સર્વોત્તમ છે. દેખાવમાં આકર્ષક ને મજબુત બાંધણીનું છે. બધા ફિટીંગ્સો નીકલ પ્લેટેડ છે. વળી મોટો ને સ્પષ્ટ અવાજ આપે છે.



# જુવેલ

આ ગ્રામોફોન ઘરની શોભામાં વધારો કરશે.

અમારા કોઇપણ વ્યાપારી પાસે જઇને આ ગ્રામોફોન જુવો ને સાંભળો.

સીંગલ સ્પ્રીંગ કિંમત ફકત ૭૫ રૂપિયા

આ ગ્રામોફોન ખરેખર "જુવેલ" છે.

ડબલ સ્પ્રીંગ "જ્યુબિલી" કિં. ૮૫ રૂ.




# ગુજરાતિ અને હિંદુસ્તાની રેકોર્ડો

Price Rs. 1-12 કિંમત દરેકની રૂા. ૧-૧૨

## GUJRATI RECORDS ગુજરાતિ રેકોર્ડો

FT 5272
- Master Dhulia & Party
  માસ્ટર ધુલીયા અને પાર્ટી
  બૈરી ડૉક્ટર અને ધણી કમ્પાઉડર—કોમીક—કવિ રઘુનાથકૃત
- Master Dhulia & Somnath Patpat
  માસ્ટર ધુલીયા અને સોમનાથ પટપટ
  શા માટે હું વ્હેલો જન્મ્યો ? કોમીક કવિ રઘુનાથકૃત

તમે કોઇ જવાબ આપશો કે ? માસ્ટર ધુલિયાને લાંબા સમય થવાં આ મુંઝવણભર્યો પ્રશ્ન સતાવે છે કે શા માટે હું વહેલો જન્મ્યો ? આ વિષે તે કોને દોષિત ગણે છે એ તમે જાણો છો? ખરેખર...આ પ્રશ્ન મા. ધુલિયા અને સોમનાથ પટપટ કમાલ કરે છે, જયારે બીજી બાજુ મી. મસાણીએ દવાખાનું ખોલ્યું હોઇ દર્દિ વગર માંખો મારે છે, જયારે તેમના મિસીસ. કે જેઓ તાજેતરમાં પાસ થયા છે તેમેને ત્યાં દર્દિઓનો રાફડો જામે છે. મી. મસાણી આ વિષે ઉંડો વિચાર કરે છે. આ સંબંધી વધુ જણાવા તમારે આ રેકોર્ડ સાંભળ્યા વગર નહિ ચાલે.

એક બાજુ:—

ડો. મસાણી—મારૂં બેટું, હું પાંચ વરસ પહેલાં એમ. બી. બી. એસ. થયો છતાં મને એક વીઝીટ નહીં ને અમારા મીસીસ હમણાં એલ.

અ.ર. સી. પી થયા એમને રોજની સત્તર વીઝીટ ! મારા બેટા જે આવે છે તે મીસીસ મસાણીનેજ પુછતા આવે છે. એ ડોક્ટર છે ને હું શું ? હું ધોબી છું ?

મીસીસ મસાણી–એમાં શક શું ? તમારો રેકાર્ડ જુઓને મારો રેકાર્ડ જુઓ. કોઇને ઇંજેક્ષન આપતાં તમારા હાથ ધ્રુજે છે. કોઇને ઓપરેશન કરતાં તમારા ટાંટીઆ લથડે છે. આજથી મારા કમ્પાઉંડરનું કામ કરો તો કમ્પાઉંડરનો પગાર તો બચે.

ડો. મસાણી–તે શું હું ડોકટર, મ્યુનીસીપલ કાઉન્સીલર, તે તારો કમ્પાઉંડર ?

મીસીસ મસાણી–હા. હા. મારા કમ્પાઉંડર, તમે મ્યુનીસીપલ કાઉન્સીલર થયા ! તેમાં તમે શું વાઘ માર્યા. જો જો તો ખરા, મારો મોભો એટલો બધો વધી ગયો છે કે, આવતી ચુટણીમાં હું મ્યુનીસીપલ પ્રેસીડેન્ટ થઇશ.

પેશન્ટ– હેંનો. કમ્પાઉન્ડર મીસીસ મસાણી છે કે !

ગેહરેજી ઘોરખોદીયા–આપ કોણ છો બાવા ! આપનું નામ શું ?

ડો. મસાણી-શું આંખો ફુટી ગઇ છે ? તમારી સામે ઉભાં છે તે મીસીસ મસાણી ને હું મીસ્ટર મસાણી.

પેશંટ– અરે ! માફ કરજો બાવા. મેં તો જાન્યુ કે આપ મીસીસ મસાણીના કમ્પાઉંડર હશો.

ડો મસાણી-શું હું પાંચ વર્ષથી, આ ગામમાં પ્રેકટીસ કરૂં છું છતાં મને ઓળખતા નથી ?

પેશંટ– નાજી આપનું નામપણ સાંભળયું નથી. અને મીસીસ મસાણી તો પ્રખ્યાત. પ્રખ્યાત થઇ ગયાં છે.

ડો. મસાણી–અફસોસ પુરૂષોનો હવે ડીગ્રી લઇને શું હજામત કરવાની ? પાંચપાંચ વર્ષની, ધરખમ ધીરજ રાખવા છતાં, ડો. મસાણીને કોઇ ઓળખે નહી, ને બે મહીનાની કેરીયરમાં મીસીસ મસાણી આખા ગામમાં પ્રખ્યાત !

પેશન્ટ— મીસીસ મસાણી, હું ધારૂં છું કે, તમારી ધીકતી પ્રેકટીસ જોઇ મીસ્ટર મસાણીનું કાતરીયું ગેપ થતું દેખું.

ડૉ. મસાણી-મુંગા રહેશો મી. ધોરખોદીયા આ આખી પુરૂષ જાતની પ્રેસ્ટીજનો સવાલ છે. સ્ત્રીઓ વકીલો, સ્ત્રીઓ ડૉકટર, સ્ત્રીઓ પ્રેસીડંન્ટ, સ્ત્રીઓ પ્રોફેસર થશે, તો પછી આપણા બાલ બચ્ચાનું શું ? આપણાં વેહવારનું ને આપણાં સંસારનું શું ?

મીસીસ મસાણી- આજ સુધી જે સ્ત્રીઓનું થયું તે હવે પુરૂષોનું થશે. સમય બધુ સમજાવશે. તમારે સ્ત્રીઓનું સન્માન જાળવવું પડશે.

પેશન્ટ— સમજાને મી. મસાણી

ગાયન

મીસીસ મસાણી- આજ આવ્યો સ્ત્રીઓનો જમાનો ( ૨ )
જરા શીખો સ્ત્રીઓના સ્વમાનો—આજ૦
નહી પુરૂષોની, જો હુકમી ચાલે હવે ( ૨ )
નહી પુરૂષો પ્રચંડ બની મ્હાલે હવે
વખત પુરૂષોનો, આવે છે, પાણી ભરવાનો—જરા૦

ડૉ. મસાણી— બૈરી બેરીસ્ટર, ને બૈરીઓ ડૉકટર ( ૨ )
પછી ભાયડો શું ઘંટી દળવાનો

મીસીસ મસાણી— .......... જીહાં ........

ડૉ. મસાણી- ના—ના-પછી ભાયડો શું ઘંટી દળવાનો

મીસીસ મસાણી—વખત પુરૂષોનો, આવ્યો નમવાનો
નથી દંભ હવે ઝાઝો નભવાનો—જરા શીખો

બીજી બાજુ–

ચમન– અલ્યા ચંદ્રવદન,

ચંદ્રવદન– કેમ દોસ્ત ચમન.

ચમન– આપણે બહુ વહેલા જન્મ્યા.

ચંદ્રવદન– એ ચક્રમ, શું જન્મવું ને શું મરવું એ આપણા હાથની વાત છે ?

ચમન– આપણે ધારીએ ત્યારે જન્મીએ અને ધારીએ ત્યારે મરીએ એમ શા માટે ન બને ?

ચંદ્રવદન– મૂરખના જામ આપણું જન્મવું આપણા માબાપના હાથમાં છે અને મરવું હીજ હાયનેસ ભગવાનના હાથમાં છે.

ચમન– ત્યારે આપણા હાથમાં શું છે ?

ચંદ્રવદન– આ એવડાની બાટલી ને ચેવડાનું પડીકુ.

ચમન– એવડો ને ચેવડો રેહવા દે. એ એવડાનો બકબકાટ નથી પણ ભેજું ચલાવવાની વાત છે, જો જગત આગળ વધતું જાય છે, અને આપણે પાછા પડતા જઈએ છીએ. ટેલીફોન થયા, રેડીઓ થયો, અને અમદાવાદવાળા હીરાલાલ બી. ત્રીવેદી વેચે છે એવા ગ્રામોફોન થયાં, એરોપ્લેન થયાં, જગત વધે છે અને આપણે ઘટીએ છીએ.

ચંદ્રવદન– અલ્યા, પણ બાપદાદા કરતાં તો આપણે મોડા જન્મ્યા, એમણે કશું ન જોયું !

ચમન– સત્યાનાશ જાય ! એ બાપદાદા જન્મ્યા અને આપણને વ્હેલા જન્માવ્યા ! બાપદાદાઓને પચીસમી સદીમાં જન્મતાં શું થયું ?

ચંદ્રવદન— એ પચીસમી સદીમાં જન્મ્યા હોત તો આપણે બીજે ક્યાંક જન્મત. પણ જે કાળ ચોઘડીએ આપણે આ મૃત્યુલોકમાં ટપકવાના હતા તે તો જરૂર ટપકત.

ચમન— અફસોસ, ચંદ્રવદન, તું વહેલો જન્મ્યો, હું વહેલે જન્મ્યો મારા બાપ વહેલા જન્મ્યા, બલ્કે, આપણી સાત પેઢીની શરૂઆતજ વહેલી થઇ.

ચંદ્રવદન— આપણે શું કપાળ જન્મ્યા ? સૌથી પહેલો તો ઇશ્વર જન્મ્યો ? કે જેણે જગત જન્મ્યાવું !

ચમન— તો એ ઇશ્વર શું કામ વહેલો જન્મ્યો ?

ગાયન

ચમન— શા માટે દુનીયામાં સૌથી પહેલો ઇશ્વર જન્મ્યો ?
એ જન્મ્યો તો છો જન્મ્યો પણ હું શા માટે જન્મ્યો

ચંદ્રવદન— સઘળા જન્મે છે મરવાને ( ૨ )
મરતા તે તે પાછા જન્મે ( ૨ )
જન્મીને જે કીર્તિ કમાયો તે નર સાચો જન્મ્યો—શા માટે

ચમન— ખાવા પીવાને મોજ મજાહ કરવાને સઘળા જન્મે
વધે મજાઓ, ઘટે જીંદગી, હું કાં વહેલો જન્મ્યો

**Somnath Patpat** **સોમનાથ પટપટ**

FT 5273 { જેને મોહમાયાની આશા—ગઝલ ભજન — વલભ વ્યાસ કૃત
અમુલ્ય આયુષ્ય જાય છે તે ,, ,, ,,

ગુજરાતના ધરોધર જેનું નામ ગુંજે છે તે જાણીતા કથાકાર શ્રી. વલ્લભ વ્યાસના નામથી કોણ અજાણ હશે ! તેમણે રચેલાં ભજન, કાવ્યો, ઇત્યાદી ઘણા લોકપ્રિય નીવડે છે અમારા જાણીતા આર્ટિસ્ટ મા. સોમનાથ

પટપટ આ વખતે શ્રી. વલ્લભ વ્યાસ કૃત બે ભજનોની પસંદગી કરીને સફળતાથી તેને એક રેકોર્ડ પર રજુ કરે છે બંને ભજન તત્વજ્ઞાનથી વિભૂષિત હોઇ સાંભળનારના મગજપર પોતાની અનોખી અશર ઉત્પન્ન કરશે. "જેને મોહમાયાની આશા" તથા "અમૂલ્ય આયુષ્ય જાય છે" આ બંને ભજન સાંભળવાની તક ગુમાવશો નહિ વલ્લભ વ્યાસના પ્રસંશકો માટે આ રેકોર્ડ એક અણમોલ ચીજ છે.

એક બાજુઃ—

જેને મોહમાયાની આશા, તેના અંતે થવાના તમાશા
જેને ઉંચનીચ કર્મો ન ભાસ્યા, તેને દેખીને દેવો ત્રાસ્યા
પાપીના પડે સવળા પાસા, તેના અંતે થવાના તમાશા
ખાઇ–પી ખીલી રહ્યા, ગાડી અને ઘોડે ફરી
વાડી, ગાડી, લાડીમાં, મોહ આશાના દુર કરી
જેને ન્યાય નીતી ના તપાસ્યાં, તેના અંતે થવાના તમાશા—
હું ને તું વળી મેંને મારૂં, તેવીણ કાંઇ સુંઝતું નથી
માયા, કાયા, જાયામાં, નીશદીન સૌ મરતા નથી
વ્યાસ ધર્મ હીણા ન વિમાસ્યા, તેના અંતે થવાના તમાશા—

બીજી બાજુઃ—

અમુલ્ય આયુષ્ય જાય છે તે, જવા દેવાશે કયાં સુધી
બાલ્યયૌવન વૃદ્ધાવસ્થા, જવા દેવાશે કયાં સુધી
આ મુસાફીરખાનું છે, અંતે સૌને જવાનું છે
જ્યાંથી જવાનુ ત્યાં રહેવાનુ, કહો રહેવાશે કયાં સુધી
માયામહી મકલાઇ રહ્યા, અભીમાનમાં અંધા થયા
સુખમાં પ્રભુને ભૂલી ગયા, ભુલ રહેવાશે કયાં સુધી
પાપનાં પોટલાં લઇ, આ લોક તજી જાવું સહી
કરણી અહીં છુપી રહી પણ ત્યાં છુપાશે કયાં સુધી

પાપી જગમાં સુખ માને, જ્ઞાની આનંદ જ્ઞાને ધ્યાને
વ્યાસ પ્રભુજી મોક્ષગીના, અહીં જીવાશે ક્યાં સુધી

| | | |
|---|---|---|
| FT 5219 | એક દીન મરી જવાના | જયંતિલાલ એમ. ઝવેરીકૃત |
| | જીવનના રંગ ન્યારા છે | ,, ,, ,, |
| FT 5125 | અભીમાન નકામાં કરીયે નહીં | પ્રફુલ્લ દેસાઇકૃત |
| | કરણી તેવી પાર ઉતરણી | ,, ,, |

## MASTER MOHAN OF BULSAR માસ્ટર મોહન (વલસાડ)

| | | |
|---|---|---|
| FT 5274 | સનમની આંખના જાદુ | ગઝલ-સ્વકૃત |
| | દીવાનાને કહે શાણા | ,, ,, |

જગતભરમાં જો કાંઇ પણ દિવ્ય વસ્તુ હોય તો તે પ્રેમ ! તેમાંય એ પ્રેમ પ્રેમીકાની આંખોમાંથી તીરછી નજર વ્હારા દૃષ્યમાન થાય ત્યારે ? સનમની આંખનાં જાદૂ જગતને ઝુલે ઝુલાવે છે, પ્રણયના પંથ ન્યારા છે. મા. મોહનલાલ (વલસાડ) પોતે રચેલા ગાયનમાં ઉપરોક્ત ભાવના રજૂ કરે છે. રેકોર્ડ પર બીજી બાજૂ દિવાનાને કહે શાણા ગાવામાં આવેલ છે. આ રેકોર્ડને એક વખત વગતી સાંભળો.

એક બાજુઃ--

સનમની આંખના જાદૂ જગતને ઝુલે ઝુલાવે છે
પ્રણયના પંથ ન્યારા છે જગતને ઝુલે ઝુલાવે છે
મળે નયન સાથે નયન સાથે નયન અજબ મસ્તી જમાવે છે
માને કે ન માને છતાં નયનો મનાવે છે......સનમ૦
અનેરા લાભ છુપાયા અજબ એ ઇશ્કની માંહી
જુઓ ફરહાદ ને શીરીં જગતને ઝુલે ઝુલાવે છે
કર્યાં કંઇ ઇષ્કને ફંદે રોળાયો રામથી રાવણ
છતાં એ ઇશ્કમાં કંઇ છે જગતને ઝુલે ઝુલાવે છે-સનમ૦

બીજી બાજુઃ—

દીવાનાને કહે શાણા સનમના ખ્યાલ છોડી દે
ભર્યો કાં ઇશ્કના આ જામ, અરે એક્રામ ઢોળી દે...
કહે પાગલ શી પરવા છે, અમારા ખ્યાલની તમને
અગમ એ રાહની રસ્મો, ન વસમી લાગતી અમને
તમારા ખ્યાલ જુદા છે, અમારા હાલ જુદા છે
અમારી બેવકુફીના, રસાળા ફાળ જુદા છે
સનમની આંખના જાદુ, જીગરમાં ઘર કરી બેઠા
તમારી આંખને સુઝે, અમે જીવન તજી બેઠા

| | | |
|---|---|---|
| FT 5205 | કદી મસ્તી જગે મહાલ્યા | સ્વકૃત |
| | ગરીબોની ગરીબીમાં | ,, |

**TWIN DRAMATIC PARTY** **ટવીન ડ્રામેટીક પાર્ટી**

| | | |
|---|---|---|
| FT 5275 | દ્રૌપદી વસ્ત્ર હરણ...ભાગ ૧ લો......પ્રફુલ્લ દેસાઇ કૃત. | |
| | ,, ,, ,, ૨ જો...... ,, ,, ,, | |

ટવીન ડ્રામેટિક પાર્ટિના સહકારથી આ વખતે અમે મહાભારતમાંથી એક ચુંટી કહાઢેલા પ્રસંગને રજુ કરીએ છીએ જુગારના દાવમાં દુર્યોધન અને શકુનીની કપટલીલાને અંગે પાંડવોની હાર થતાં અન્તે જે પ્રસંગ ઉદ્‌ભવે છે તે દ્રૌપદી વસ્ત્રહરણનો તાદ્રશ્ય ચિતાર બે રેકોર્ડ પર ચાર ભાગમા અમે ઉતાર્યો છે. આ રેકોર્ડને સફળ બનાવવા અમારા અટીંસ્ટોએ ખાસ પરીશ્રમ ઉઠાવ્યો હોવાથી એક વખત સાંભળતાં તમે છકક થઇ જશો. ગુજરાતી કુટુંબો આ રેકોર્ડોને પોતાના આલ્બમમાં અવશ્ય વસાવશે શ્રી. પ્રફુલ્લ દેસાઇએ દ્રૌપદી વસ્ત્રહરણનો પ્રસંગ પોતાની કલમે લખ્યો હોવાથી તેની સફળતા માટે બે મત હોયજ નહી.

એક બાજુ;—

દ્રૌપદીઃ— (ગાયન)

દાસી ત્હારી કરૂણાધારી
કૃષ્ણ મુરારી ભવભયહારી.
એક મંત્ર એક જાપ
હૃદય તુંહી તું આલાપ
શાન્તિ સ્થાપ કષ્ટ કાપ
પાપ હે નિવારી...

કૃષ્ણઃ— દ્રૌપદી, ક્ષુધા લાગી છે.

દ્રૌપદીઃ— આ સમયે ભગવાન !
ભાવના ભૂખ્યા તમે ભોજન કહો શું આપવા ?
આ દીન બાળક આપની, શું આપવું ભૂખ ભાગવા ?
છતાં ભગવાન ફળફળાદી ચાલશે ?

કૃષ્ણઃ— એ પ્રશ્ન આ કૃષ્ણને હોય ખરો કે દ્રૌપદી ?
ભૂખ્યો સદા હું ભાવનો રાચું પ્રણયની પાનથી
તાંદૂલ સ્વીકાર્યાં સુદામાના સ્નેહ ને સન્માનથી
સદ્‌ભાવના બે બોલ પણ છે વધુ એ મિષ્ટાનથી
ફળફળાદી ચાલશે, તું દ્રાપદીના હાથથી
લાવ, એ શેરડી હું હાથેજ સમારી લઇશ.

દ્રાપદી— નહિ......નહિ ભગવાન એ તમારૂં કામ નહિ.

કૃષ્ણ— નાહ...બ્હેનને વધુ તસ્દી ન અપાય. પણ...આહ...મારી આંગળી કપાઇ...

દ્રૌપદી— શું કહ્યું ભગવાન ! આંગળી કપાઇ ! લોહી નીકળ્યું...લાવો પાટો બાંધુ [ સાડી ફાડીને પટો બાંધે છે ]

કૃષ્ણ– અરે દ્રૌપદી...આ શું કર્યું ? આવી કિંમતી સાડી ફાડી નાખી ?

દ્રૌપદી– ભગવાન શ્રીકૃષ્ણની આંગળીના રક્તબિંદુ કરતાં આ સાડી કાંઇ વધુ કિંમતી નથી.

કપાશે અંગુલી પ્યારા, પછી શું વિશ્વનું થાશે ?
ઉપાડો ના જો ગોવર્ધન, પછી એ ગોપ ક્યાં જાશે ?

કૃષ્ણ– બ્હેન દ્રૌપદી ! ત્હારી સેવાથી ત્હેં કૃષ્ણનું અંતર જીતી લીધું છે.

આ કૃષ્ણનું વરદાન છે, જે હોય ઇચ્છા માગજે
પડતાં જરૂરત દુઃખમાં, આ કૃષ્ણને સંભારજે

દ્રૌપદી– ભગવાન......!!

સેવક તમારા દિલમાં સેવક તરીકે સ્થાપજો
આ દીન બાળક પર કરૂણા નજર મીઠી રાખજો

કૃષ્ણ– તો મ્હારૂં વરદાન છે દ્રૌપદી કે એક પાટાના બદલામાં આ કૃષ્ણ સંકટ સમયે અનંત ચીર પૂરશે.

હૃદય મ્હારૂં રીઝાવ્યું ત્હેં પ્રેમના વ્યવહારથી
પડતાં જરૂરત ખેંચજે મ્હારૂં હૃદય આ તારથી
પાટો નથી પણ બ્હેન તારા પ્રેમનો ઉપકાર છે
પડતાં જરૂર પોકારજે શ્રીકૃષ્ણ આ તૈયાર છે

[ગાયન]

દ્રૌપદી– શું માગું કાના...શું માગું......
આપ વિરાજ્યા અંતર દ્વારે......
કાના શું માગું ?......

કૃષ્ણ– કર્યો ઉપકારી, ભગીની મ્હારી
ત્હારી રક્ષા ફરજ છે મ્હારી......

દ્રૌપદી– શું માગું કાના શું માગું ?

બીજી બાજુઃ—

નર્તકીઓઃ- [નૃત્ય]

બાંકે છૈલાસે લડ ગઇ નજરીયાં રે......
હાયે ભાવે ના સુની સેજરીયાં......
નજર મિલાકે, દિલકો લુંભા કે
મોહે મારી હૈ પ્રેમકી કટારયાં...બાંકે...

દુર્યોધનઃ— બંધ કરો આ નૃત્ય ગાયનો—
આગ લાગી હૃદયમાં તે બુઝાવી મુશ્કેલ છે,
જીવવું બન્યું જવાળાસમું બાકી રહ્યા રણખેલ છે

પાંડવોએ રાજસુય યજ્ઞમા કરેલી મશ્કરી હજી નથી ભૂલાઇ.
દ્રૌપદીના કઠોર શબ્દ પ્રહારો હજી નથી વિસરાયા

ધૃતરાષ્ટ્રઃ— બેટા દુર્યોધન...શાન્ત થા.

દુર્યોધન-- શાન્ત ક્યાંથી થઉ 'પિતાજી' ' અંધના સંતાનો અંધ '
આ દ્રૌપદીના શબ્દોએ હૃદયમાં ક્રોપની જે જવાળા
સળગાવી છે તે બુઝાવી મુશ્કેલ છે.

શકુની-- મહારાજ ! એ અભિમાની પાંડવોનું અભીમાન ઉતારી
નાખવું એ આ શકુનીને મન રમતની વાત છે.

દુર્યોધન— બતાવો...બતાવો....મામા શકુની, શી છે એ તમારી યુક્તિ,

શકુની— એજકે આજેજ એ પાંડવોને જૂગાર રમવાનુ આમંત્રણ
આપો. આ શકુનીને સાથે રમાડો. જુવો કે આપણા
પાસા પોબારા

દુર્યોધનઃ— અહા...હા....હા...હા...જરૂર પોબાર !

ધૃતરાષ્ટ્રઃ— નહિ બેટા દૂર્યોધન ! જુગાર એ મહા પાપ છે. પડતી દશાનો શ્રાપ છે.

શકુનીઃ— મહારાજ, એ તો બે ઘડી દીલ બહેલાવવા–અશાન્ત હૃદયનુ શાન્ત કરવાનો આનંદ છે.

ધૃતરાષ્ટ્રઃ— આનંદ છે ?...

આંસુ ભરેલી આંખના આખર તણા આક્રંદ છે.
જર હરે, જોબન હરે, જુગારના એ ફંદ છે.

દૂર્યોધનઃ— પિતાજી ! તમેજ કહો કે મારે શું કરવું ?

ધૃતરાષ્ટ્રઃ— દૂર્યોધન ! શાન્તિ રાખ.........તારા ભાઇઓ સાથે વૃથા કલેશ ના કર.

ટૂંકી આ જીંદગાની ને પાપ છે હજારો.
ક્યાંથી મળે કહે તું મોક્ષનો કિનારો.
આપ્યું પ્રભુએ તેમાં સંતોષ પુત્ર રાખો.
સુખ સત્ય શું સમજવા, શાન્તિના સત્વ ચાખો.

દૂર્યોધનઃ— નહિ બસ પિતાજી ! તમે આજ્ઞા આપો, અગર તો આ પુત્રની ગરદન તમારે હાથેજ કાપી નાખો.

બોલો પિતાજી મૂખથી કે હા અગર ઇન્કાર છે.
ના કહો તો સમજજો, આ પુત્રનો સંહાર છે.

ધૃતરાષ્ટ્રઃ— તો જાવ બેટા......તમારૂં ધાર્યું કરો.

આ ભવ કે એ ભવ મહીં નહીં થાશે ઉધ્ધાર
સાચું સુખ મળશે નહી, જો રમશો જુગાર.
પાપ પ્રલયની આગ છે, જુઠો એ અનુરાગ.
એને પોષ્યો ડંસશે, જૂગાર કાળો નાગ.

 { દ્રૌપદી વસ્ત્રહરણ ભાગ ત્રીજો પ્રફુલ્લ દેસાઇ કૃત
,, ,, ભાગ ચોથો ,, ,,

એક બાજુઃ—

દુર્યોધન— આવો યુધિષ્ઠિર ! આપણે ચોપાટ ખેલી આનંદ કરીએ.

યુધિષ્ઠિર— ભલે...જેવી ભાઇઓની ઇચ્છા.

દુર્યોધન— મારા તરફથી મામા શકુની દાવ ખેલશે.

શકુની— જુવો રાજન્...પહેલા દાવમાં હું આટલી સોના મહોરો મુકુ છું. (અવાજ)

યુધિષ્ઠિર— લ્યો...આ પાસા ફેંક્યા...અમારા પોબાર છે.

દુર્યોધન— તો બીજા દાવમાં હું હસ્તિનાપુરનું રાજ્ય મુકું છું.

યુધિષ્ઠિર— તો હું પણ મ્હારૂં રાજ્ય મુકું છુ. ફેંકો પાસા— [અવાજ]

શકુની— વાહ...દુર્યોધન મહારાજની જય હો ! યુધિષ્ઠિર મહારાજ, હિંમત ના હારો. પાંડવોની જાત દાવમાં મૂકી બગડી બાજી સુધારી લ્યો.

યુધિષ્ઠિર— ભલે...એમ હો ! [અવાજ]

શકુની— વાહ રાજન્ ! તમે પાંડવો આજથી દુર્યોધન મહારાજના જીતાયેલા ગુલામ છો...બોલો હવે...

ભીમ— મોટાભાઇ, આ રમત આટલેથીજ અટકાવો...

શકુની— એમ હિંમત ના હારી જાવ. રાજા યુધિષ્ઠિર, છેલ્લો દાવ અજમાવો. હારની પાછળ હમેશાં જીત હોય છે.

ભીમ— એટલે શકુની, તમે શું કહેવા માગો છો ? હવે અમારી પાસે બાકી શું રહ્યું છે ?

શકુની— દ્રૌપદી.

ભીમ— ખબરદાર શકુની !

બધું સાંખુ પણ ન સાંખુ, દ્રૌપદી અપમાનને,
શબ્દ જો બોલ્યો વધારે, ખેંચીશ તારા જાનને
જીત્યા ભલે છો જીત પણ જીત્યા નથી સ્વમાનને.
આ દેહને જીત્યો ભલે, જીત્યો નથી આ પ્રાણને

શકુની— એ તમારે જોવાનું છે. મેં તો તમારા લાભની વાત કહી.

યુધિષ્ઠીર— તો ભલે...શકુની, આ છેલ્લા દાવમાં હું દ્રૌપદીને મૂકું છુ.

પાંડવો— મોટાભાઇ...........

યુધિષ્ઠીર— પાંડવો,

હાર ને જીત એ બંને જીવનની સંગાથ છે.
માનવી ફેંકતો પાસા, દા દેવો હરિ હાથ છે.

શકુની પાસા નાખે. [અવાજ]

શકુની— લ્યો...આ અમારા પોબારા ! મહારાજા દુર્યોધન, દ્રૌપદીના આજથી તમે સ્વામી છો.

દુર્યોધન— તો જાવ દુશાસન, એ અભીમાની દ્રૌપદીને મારી સેવા માટે દરબારમાં લઇ આવ....આવવા ના પાડે તો બળાત્કારે લાવ. તેના વાળ ખેંચી, જમીનપર ઘસડી ઉપાડી લાવ અને બતાવ કે દુર્યોધનના અપમાનનું શું પરીણામ છે.

યુધિષ્ઠીર— દુર્યોધન ! રજસ્વલા દ્રૌપદીને અહી ન લવાય

દુર્યોધન— ચૂપ કરો યુધિષ્ઠીર તમારે બોલવાનો અધિકાર નથી. જાવ દુશાસન, તે ગમે તે હાલતમાં હોય તો પણ ખેંચી લાવ.

દુશાસન— જેવી આજ્ઞા ! દુર્યોધન મહારાજ... આ ક્ષણે જાઉં છું અને દ્રૌપદીના કેશ પકડી અહિં લાવું છું.

બીજી બાજુઃ— [ ભાગ ચોથો ]

દ્રૌપદીઃ— છોડ...છોડ...ઓ પાપી દુશાસન, મારા વાળ છોડ નહી તો ભડવીર ભીમ જ્યારે જાણશે ત્યારે તારા લોહીથી મારા વાળ સીંચશે.

દુર્યોધનઃ— દ્રૌપદી, હવે ભુલી જા કે તું પાંડવોની પટ્ટરાણી છે. પાંડવો તો મારા ગુલામ છે.

દ્રૌપદીઃ— કયાં છે...કયાં છે...એ પાડવો ! જવાબ આપો. યુધિષ્ઠિર તમે આ શું કર્યું ? ભડવીર ભીમ, તમે પણ કેમ કાંઇ ન બોલ્યા ? બાણાવળી અર્જુન, તમને પણ શું સત્યમાર્ગ ન જડયો ?

દુર્યોધનઃ-- અભિમાની અબળા........ તારા પાંડવોએ પોતાની જાત જૂગારમાં હારી, પછી તને પણ દાવમાં હાર્યા છે.

દ્રૌપદી.— શું જોઇ રહ્યા છો ! બધા પાષાણના પુતળા માફક શું જોઇ રહ્યા છો ? પાંડવોને હાર્યા પછી મને દાવમાં મૂકવાનો શો અધીકાર હતો ? શ્વસુર સમા ધૃતરાષ્ટ્ર તમે આ અન્યાય કેમ સાંખી રહ્યા છો ?

ધૃતરાષ્ટ્રઃ— બેટા.......દ્રૌપદી......હું લાચાર છું.

દ્રૌપદીઃ— લાચારજ રહો ! સદા માટે લાચારજ રહો......અને ગુરૂ દ્રોણાચાર્ય તમે શું કરો છો ?

દ્રોણાચાર્ય—દ્રૌપદી ! હું જાણું છું કે અન્યાન થાય છે પણ શું કરૂં ?

દ્રૌપદીઃ— અને બ્રહ્મચારી પીતામહ, તમે શું જવાબ આપો છો ?

ભીષ્મઃ-- શું જવાબ આપું ? પૃથ્વી પાપના ભારે દબાય છે.

દ્રૌપદીઃ— તો દબાવા દયો. દુર્યોધન, તું શું કહે છે ? પાંડવોનો તુ આખરે ભાઇ છે.

દુર્યોધન— છટ્...દ્રૌપદી ! રાજસુય યજ્ઞનું અપમાન હજી દુર્યોધન ભુલ્યો નથી. આ દ્રૌપદી, મારી જાંઘ પર બેસ.

ભીમ- બસ...આ અપમાન નથી સંખાતુ મારી પ્રતીજ્ઞા છે કે દુર્યોધનની એ ડાબા પગની જાંઘ હું તોડી નાખીશ.

દુર્યોધન- એમ છે, તો દુશાસન, ઉતાર દ્રૌપદીના વસ્ત્ર.

દ્રૌપદી- ત્યાંજ ઉભો રહે દૂશાસન રજસ્વલા દ્રાપદીએ એકજ ચીર શરીર પર પહેર્યું છે તે ન ભુલી જા.

દુર્યોધન- બસ...દુશાસન... દ્રૌપદીના ચીર ઉતાર

દ્રૌપદી- ભગવાન્

(ગાયન)

બંસીધર આવો તમે કરજો બ્હેનની વાર
દ્રુપદ સુતાના કષ્ટ કાપવા ધાજો કરૂણાધાર

કૃષ્ણ- ધીરજ ધરજે દ્રૌપદી બ્હેની
કૃષ્ણ સહોદર સાચો તારો
એક ચીરને બદલે આપું
લાખ ચીરથી સહારો
વચન પાળવા આવ્યો કનૈયો
ધીરજ ઉરમાં ધારો

દુશાસન- ઓહ...આ શું ? આટલા ચીર ઉતાર્યા છતાં પારજ નથી આવતો !

દૂર્યોધન- દૂશાસન, ચીર ઉતાર

દૂશાસન- ક્ષમા ભાઇ ક્ષમા ! હવે હું થાકયો.

ભિષ્મ- વાહ ભગવાન વાહ !
એક ચીર આપ્યું હજારો ચીર ભગવાન દે
એની કરો એવા નીરંતર તો પુજાનું માન દે

સર્વે- બોલો શ્રી કૃષ્ણપ્રભુનો જય !!!

| | | |
|---|---|---|
| FT 5244 | નાટીકા દ્રૌપદી સ્વયંવર ભાગ ૧ લો | પ્રફુલ્લ દેસાઇકૃત |
| | ,, ,, ભાગ ૨ જો | ,, ,, |
| FT 5109 to 5112 | શકુંતલા—નાટક | પ્રફુલ્લ દેસાઇ કૃત |
| | ,, —ભાગ ૧ થી ૮ | ,, ,, ,, |
| FT 5193 to 5195 | ભૂલકણો ભરથાર—નાટક | પી. પીઠાવાલા કૃ. |
| | ભાગ ૧ થી ૬ | ,, ,, |
| FT 5215 | લાક્ષા ગૃહ...ભાગ ૧ લો | પ્રફુલ્લ દેસાઇ કૃત |
| | ,, ,....ભાગ ૨ જો | ,, ,, |

**MASTER VALI MOHAMED** — માસ્ટર વલીમહમદ

| | | |
|---|---|---|
| FT 5257 | વિભુજી તારો આશરો—ભજન | પ્રફુલ્લ દેસાઇ કૃત |
| | આવો આવો ગોકુળનાવાસી ,, | ,, , |

**MASTER MUKUND** — માસ્ટર મુકુંદ

FT 5258
- **MASTER MUKUND** — માસ્ટર મુકુંદ
- શ્યામ દયા લાવો — ભજન—પ્રફુલ્લ દેસાઇકૃત
- **MASTER MUKUND & RAJKUMARI** — માસ્ટર મુકુંદ અને રાજકુમારી
- આવો, આવો, આવો, આવો, — ભજન—પ્રફુલ્લ દેસાઇકૃત

**Master Jayant of Mehmadabad**
માસ્ટર જયંત [ મહેમદાબાદ ]

| | | |
|---|---|---|
| FT 5259 | પ્રભુનું પતિત પાવન નામ | રઘુનાથ બ્રહ્મભટ્ટકૃત |
| | જગત છે પાપ પુણ્ય પરિવાર | ,, ,, |

**Master Dhiru & Party** — માસ્ટર ધીરૂ અને પાર્ટી

| | | |
|---|---|---|
| FT 5260 | બહુચરાજીનો મેળો—કોમીક— | પ્રફુલ્લ દેસાઇકૃત |
| | ખડી રખો બે ગાડીયાં ,, | ,, ,, |

## Master Dhulia & Party — માસ્ટર ધુલીયા અને પાર્ટી

FT 5245 { ઘરડા ઘરનું તાળું-ભાગ ૧ — મા. ધુલીયાકૃત
,, ,, ,, -ભાગ ૨ — ,, ,,

FT 5206 { સુરતી સેવીકા — કવિ રઘુનાથ કૃત
સ્વદેશીની પ્રતિજ્ઞા — ,, ,, ,,

FT 5171 { આજકાલના બાવા—ભાગ ૧—કોમીક — મા. ધુલીયાકૃત
,, ,, —ભાગ ૨ ,, — ,, ,, ,,

FT 5192 { લાડવાની લડાઇ — ભાગ ૧ લો—પ્રફુલ્લ દેસાઇ કૃત
,, ,, ,, — ભાગ ૨ જો — ,,

FT 5217 { એકુજ પ્યાલો ભાગ ૧ લો — મા. ધુલિયા કૃત
,, ,, ,, ૨ જો — ,, ,, ,,

## MASTER DHULIA — માસ્તર ધુલીયા

FT 5164 { સતી સોન અને હલામણ જેઠવાની વાર્તા—ભા. ૧ — સ્વકૃત
,, ,, ,,—ભા. ૨ — ,,

FT 5165 { સતી સોન અને હલામણ જેઠવાની વાર્તા—ભા. ૩ — સ્વકૃત
,, ,, ,,—ભા. ૪ — ,,

## S. Patpat & Master Mukund & Party
## સોમનાથ પટપટ અને માસ્ટર મુકુંદ અને પાર્ટી

FT 5246 { દશાવતારની આરતી ભા. ૧ લો
,, ,, ભા. ૨ જો

FT 5191 { શ્રી મહાદેવની આરતી. — ભાગ ૧ લો
,, — ભાગ. ૨ જો

**KESHAVLAL UTTAMCHAND** કેશવલાલ ઉત્તમચંદ

FT 5247 { જરી સામું જુવો શ્રી મહાવીર
પંખીડા સંદેશો રે કહજો મારા નાથને

**Harinath & Gopalnath** હરીનાથ અને ગોપાલનાથ

FT 5248 { બહારવટીયા રામડાના દુહા ભા. ૧ લો
" " " ભા. ૨ જો

**Chandu Daru & Party** ચન્દુ, દરૂ અને પાર્ટી

FT 5216 { સીલ્વર જ્યુબીલી પ્રફુલ્લ દેસાઈ કૃત
સાક્ષરની સલુણી " "

**ASHRAFKHAN** અશરફખાન

FT 5218 { ઘટે ચેતન અને શકિત કવિ પ્રભુલાલ કૃત
ભોળાનો આ નથી જમાનો " "

FT 5172 { મોહમાં પડશો નહી પ્રભુલાલ દયારામકૃત
સુધર તો જાય હવે સંસાર " "

FT 5127 { જો કદી શોખીનથા ભા. ૧ પ્રભુલાલ દયારામ કૃત
" " ભા. ૨ " "

**Mr. Vinayak Bhalerao of Dhule**

રા. વિનાયક ભાલેરાવ, ધુળે.

FT 5211 { કાન્હા ચાલો મારા ઘેર કામ છે ભજન
મુરલી મનોહર રે "

**KASAM & HAJI** કાસમ અને હાજી

FT 5204 { વહાલું જગતમાં અમને કવિ રઘુનાથ કૃત
નથી પરણવું નથી પરણવું

**Kasam & Party** — **કાસમ અને પાર્ટી**

FT 5207 { મીઠી મીઠી સરવર પાળ — સાંભરરાજ
{ ખુલી સડક પર મત જઇયે — ”

**MOTIBAI & PARTY** — **મોતીબાઇ અને પાર્ટી**

FT 5208 { અરે ઇણાજમાં એવા થયા છે — રાસડો.
{ વાવડી છોડીને વેરે નીકળ્યા — ”

## HINDUSTANI RECORDS હિંદુસ્તાની રેકોર્ડઝ

### Master ISMAIL of JUNAGADH
### માસ્તર ઇસ્માઇલ, જુનાગઢ

FT 5268 { અય લાજ રખનેવાલે ઉમ્મતકી લાજ મહંમદ યુસુફ કૃત
{ શુક્રસદ શુક્ર હમે સાહબે ઇમાન કિયા

ખરેખર એવી કેટલીક રેકોર્ડો હોય છે કે જે બહાર પડતાંજ તરતજ જનતાના આદરને પાત્ર નીવડી ટૂંક સમયમાંજ ઘરોઘર વાગતી સંભળાયછે એટલુંજ નહિ પણ એક સ્થળે તેને વાગતી સાંભળનાર, એજ પળે તેને સાંભળનાર માણસ ખરિદવા તૈયાર થાય છે. અમે જણાવી શકીએ છીએ કે **મા. ઇસ્માઇલની** આ નવી રેકોર્ડ પણ એ પ્રકારની હોઇ પોતાનું અનોખુ સ્થાન જમાવશે. મા. ઇસ્માઇલની ગાયન પધ્ધતિ અને આલાપ લેવાની રીત તમને ગમી જશે. આ રેકોર્ડ વિષે અમે એટલું જણાવવા માગીએ છીએ કે તમે તેને એક વખત વાગતી સાંભળો.

એક બાજુ—

ખલ્ક કે રાંદે હુએ દુનીયાકે ઠુકરાયે હુએ
આયે હે દરપે તેરા હમ ઠોકરે ખાયે હુએ

અય લાજ રખને વાલે ઉમ્મત કી લાજ રખના
મુસ્લીમકા બોલબાલા અપના હી રાજ રખના
દીને મોહંદીકી દીન બદીન તરક્કી
હશ્રે વકકે રોશન દીંકા સીરાજ રખના
કોમી તરક્કી યેંકા ઇસમેં હૈ રાઝ પીન હા
અબ સુન્નતે નબીકા ઘર ઘર રીવાજ રખના
સાદીક હમારે દીલકા દુશમન જલા રહે હૈં
મુશ્કીલ હૈ રી ઝમાના કંડા મીજાજ રખના

દુસરી બાજુ–

નબીકે ફેઝપર કયું કરન મુંહસે શુક્રીયા નિકલે
તકાઝા એ વફાયે હૈ કે બસ સલ્લે અલા નિકલે
સહારાં ઢુંઢતી ફિરતીથી કિસ્તી બહેરે ઇસીયામેં
મોહંમદ મુસ્તફાકે આસરેસે બાર જા નિકલે

શુક્ર સદ શુક્ર હમેં સહેને ઇમાન કિયા
હકલ એ બુતસે છુટા બંદ એ યઝદાન કિયા
રૂલમેં હિકમતસે કિયા ખુબ દિલોંકો રોશન
દીને ઇસ્લામકી શીખા આમીલે કુરાન કિયા
નારે દો જખસે છુડા ખુલ્દે બરીં પહોંચાયા
અહેમદે પાકને ઉમ્મતપે અહેસાન કિયા
ઉસપે સદકે યે દીલો જાન જીગર ઓર રૂમાં
ફેઝશે જીસનેકે સાદીક કો મુસલમાન કિયા


{ ગમે હુસેનમેં આંસુ બહાયે જાતે હૈ–મહંમદ યુસુફસાદીક કૃત
{ કહતેથે સીમરસે શાહ યેહી અબ

" "

## Mehbubjan of Sholapur — મેહબુબજાન સોલાપુર

FT 5269 { દેખો સખી કનૈયા રોકે ઠાડો / દેખો દેખો આજ શ્યામ } બિહાગ ઠુમરી / તિલક-કામોદ

અહા...કેવી સરસ રેકોર્ડ છે! બુલબુલ સમો મધુર અવાજ ને ગાવાની હૃદયસ્પર્શી પધ્ધતિ હૃદય પર અનેરી અસર ઉપજાવે છે. અવશ્ય આ રેકોર્ડ તમારા આલ્બમમાં હોવી જોઈએ! રેકોર્ડ સાંભળનાર તરતજ વણમાગ્યો અભિપ્રાય આપી તેને ખરિદ્યા વગર નહિ રહે કારણકે મિસ મહેબુજાનની રેકોર્ડને ખરિદવા સૌ આતુર હોય છે. મધુર સંગીતના શોખીનો આવેલા અવસરને નહિ ચૂકે વળી બંને ગાયનો તમારી રસવૃતિને પોષે એવા અપતુમ હોવાથી સોનામાં સુગંધ મળ્યા જેવું થયું છે. આ રેકોર્ડ માટે વધુ શું જણાવવાનું હોય?

એક બાજુ:—

દેખો સખી કન્હૈયા રોકે ઠાડો હૈ ગલ ।
પાનીયા ભરન કૈસે જાઉં મોરી આલી ॥ધ્રૂ૦॥
હું જલ જમુના ભરન જાતહિ રસ્તેમેં
મિલ ગયો નંદકુ વાહું છલ ॥ દેખો૦ ॥

બીજી બાજુ:—

દેખો દેખો આજ શ્યામ, માર ગયો નૈનન બાન ।
સાંવલી સુરત મોહની સુરત, ચતર છબીલે ॥
આંગ શ્યામ, શીસ મુકુટ, મુરલી અધર,
ચપલ નયન, ભવે કમાન ॥ દેખો દેખો૦ ॥

FT 5240 { યું તો તમા કયા દિલેખાના ખરાબને / આપકો દુશ્મનસે ઉલ્ફત હો ગઇ } ગઝલ

## GANDHARI, HANGAL — ગાંધારી હનગલ

FT 5270 { કિત ગયે બાવરી બના — માંડ કેરવા
{ શ્યામ સુંદર તોરી દેખી — ખમાજ ઠુમરી

આ કોકીલ કંઠી ગાયિકા મિસ ગાન્ધારીને ટવીન રેકોર્ડ પર ગાતી સાંભળવા કોણ તૈયાર નહિ થાય! તેના કંઠમાં છલોછલ ભરેલું માધુર્ય રેકોર્ડ સાંભળનારને મુગ્ધ કરે છે. ગઝલ, કવાલીઓ, કે એવા મોટા અવાજે ગવતા ગાયનો સાંભળીને કંટાળ્યા હો તો આ રેકોર્ડને એક વખત વાગતી સાંભળો સંગીત એટલે શું તે તમે આ રેકોર્ડ પરથી જાણી શકશો એ નિર્વિવાદ છે. કે આ રેકોર્ડ ટૂંક સમયમાંજ ઘણી લોકપ્રિય નીવડશે. સારી રેકોર્ડ માટે વધુ શું જણાવવાનું હોય? ખરેખર આવી રેકોર્ડ ભાગ્યેજ બહાર પડ છે.

એક બાજુ:—

કિત ગયે બાવરી બના હો સાબીર એ પીયા।
કાનુમેં કુંડલ ગલ મૃગ છાલા ધરધર અલક જગા ॥ધ્રુ૦॥
શેખ ફરીદકી લાડલી સબીર પિયા,
કલિયર લીયે બલા ॥ ૧ ॥

બીજી બાજુ:—

શ્યામ સુંદર તોરી દેખી હા સુરતિયા ભુલ ગયી સુદ સારી ॥ધ્રુ૦॥
મોર મુકુટ મકરાકૃત કુંડલ, ગલે માલ વૈજયંતી રાજે।
કમલ નયન કરૂંવન વિરાજે। કોટી મદન બલી હારે।
અરે કન્હૈયા પ્યારે ભુલ ગયી સુદ સારી ॥ ૧ ॥

## Prof. Vinayakrao Patwardhan — પ્રો વિનાયકરાવ પટવર્ધન

FT 5271 { સુમિર હો નામકો — જીવનપુરી ઝપતાલ
{ દેખો સખી આજ — મલ્હાર ઝપતાલ

પ્રો. વિનાયકરાવ પટવર્ધનની આ રેકોર્ડ સંગીત રસિકાનું ખાસ ધ્યાન ખેચશે. સુમીર હો નામકો જીવનપૂરી રાગમા અને “ દેખો સખી આજ,

મલ્હાર રાગમાં ગવાતાં સાંભળી તમે મુગ્ધ થશો શ્રી પટવર્ધનની આલાપ ખેંચવાની પધ્ધતિ ને દક્ષિણી સંગીત તમને રેકોર્ડ વારેઘડિયે વાગતી સાંભળવાનું દબાણ કરશે આ રેકોર્ડ દરેકને અવશ્ય ગમી જશે.

એક બાજુઃ—

સુમિર હો નામકો મનહીકે મનમેં
દીજિયે દાન ગુરૂસાહેબ માલી ॥ધ્રુ૦॥
સિંચીયે બેલતન ભાગ મેરે કો
અમૃતફલ લગે હાર હાર ડાલી ॥ ૧ ॥

બીજી બાજુઃ—

દેખો સખી આજ રઘુનાથ શોભાબની
શરયુ મજ્જન કિયે સંગ, સજ્જન લિયે ।
હેતું જમપર હિયે કૃપા કોમલ ધની ॥ ૧ ॥

**MASTER NAWAL, Court Singer to His Highness of Jhalawar.**

**માસ્ટર નવલ–દરબારી ગવૈયો, હિજ હાયનેસ ઑફ ઝાલાવાડ**

FT 5254 { ગર બૈયાં કૃષ્ણ સૈયા–ભજન / સખે ઉદ્ધાર ભારતકા–ભજન } 'સુધાકર' હિજ હાયનેસ આફ ઝાલાવાડ કૃત

**P. M. Mistry & P. Pithawala**

**પી. એમ. મીસ્ત્રી અને પી. પીઠાવાલા**

FT 5255 { સબસે અચ્છા થર્ડ કલાસ–કોમીક — જે. અન્જુમ ઉદેપુરીકૃત / કુંવારી સોસાયટી ,, ,, ,, }

**CHUNILAL GANDHARVA OF SURAT**

**ચુનીલાલ ગંધર્વ, સુરત**

FT 5256 { તજ મન કુમત કુટલકો સંગ — ભૈરવી / પિયાસે સંદેશા મોરા કહિયો જાય — ઠુમરી }

**S. S. Matti of Gadag** — એસ. એસ. મટી, ગદગ

FT 5241 { સુરજન મતુંવાલા — સુલતાની ત્રિતાલ
{ નાદકો બિસ્તાર કરકે — માલકંસ એઝતાલ

**Shankerlal Raghavji** — શંકરલાલ રાઘવજી

FT 5243 { નારદ મેરે સંતસે અધિક ન કોઇ — આસાવરી
{ જય શ્રીકૃષ્ણ કહિયો ઉધો — પહાડી દાદરા

# મહોબ્બતકી ધર્મશાળા

સેટ નં. ૫૭૮

**Twin Dramatic Party** — ટવીન ડ્રામેટિક પાર્ટી

FT 5262 { મોહબતકી ધર્મશાળા–ભાગ ૧ — જે. અન્જુમ ઉદ્દેપુરી કૃત
{ ,, ,, –ભાગ ૨ — ,, ,,

FT 5263 { મોહબતકી ધર્મશાળા–ભાગ ૩ — જે. અન્જુમ ઉદ્દેપુરી કૃત
{ ,, ,, –ભાગ ૪ — ,, ,,

FT 5264 { મોહબતકી ધર્મશાળા–ભાગ ૫ — જે. અન્જુમ ઉદ્દેપુરી કૃત
{ ,, ,, ભાગ ૬ — ,, ,, ,,

---

## INSTRUMETAL RECORDS — વાજીંત્ર રેકોર્ડઝ

---

**Shankarrao S. Gaikawad** — શંકરરાવ એસ. ગાયકવાડ

FT 5261 { સનફગત–અડાણા — ઝણીં દે કરયા
{ ,, –મિયા મલ્હાર– — ઉમડ ધુમંડ ધન

**Swar–Mandal Orchestra, Shahapur–Belgaum**
સ્વરમંડળ ઓર્કેસ્ટ્રા–શહાપૂર–બેળગાંવ

FT 5249 { ઓર્કેસ્ટ્રા ગત — યમન
{ ,, ,, — પટદીપ




## કલકત્તા હિંદુસ્તાની રેકોર્ડ

---

## HINDUSTANI RECORDS. — હિન્દુસ્તાની રેકોર્ડઝ

---

### Ascharyamayee Dasi — આશ્ચર્યમયી દાસી

| | | |
|---|---|---|
| FT 4225 | હો તુમ્હી શફીએ મહશર | નાત |
| | અલ્લાહ રે જોશે ગરમિયે બાજાર | ,, |

### Miss Ashalata — મિસ આશાલતા

| | | |
|---|---|---|
| FT 4226 | આવો આવો ગુઇયાં ચલો | નાચ |
| | સૈયાં બીનું સુની હૈ મોરી અટારી | ,, |

### Dilaram Begum — દિલારામ બેગમ

| | |
|---|---|
| FT 4227 | મોરે નન્દ કે લાલે કૃષ્ણ મુરારી |
| | આંજ સખીરી સૈયાં કે સંગ |

### Miss Mahjabin Naz (Late) — મીસ મહજબીન ન્યાજ (સ્વ.)

| | |
|---|---|
| FT 4228 | પ્યારી પ્યારી સુરતવાલે |
| | કોયલસી પુકારૂમેં બનમેં |

### BABU KHAN & PARTY — બાબુખાન અને પાર્ટી

| | |
|---|---|
| FT 4229 | યા મોહમ્મદ યા મોહમ્મદ મુસ્તફા |
| | આવો આવો લો ખબરયા |

**Mr. BAPTIST** — **મી. બાપટીસ્ટ**

FT 4230 { કર્યો ન હો જારી જખ્માં પર
ખ્વાજા કૈસા જાદૂ ડાલા

**ABDUL GHAFUR QUAWAL** — **અબ્દુલ ગફુર કવ્વાલ**

FT 4231 { ક્યા જાને કયોં ઉસ શોખે કી
હાયે દિલ હાયે દિલ

FT 4183 { કરે કયું ન હમ એહતરામે મોહમ્મદ — નાતિયા
જારી હૈંસી કુંજે મેં હૈ ધ્રસ મૌજ — મુરતજાદ હકકાની

**Hashmatulla & Party** — **હશમતતુલ્લા અને પાર્ટી**

FT 4232 { દીખલા દો અપના દીદાર
ભુલવા લો મુઝે અપની

**MOJU QUAWAL & PARTY** — **મોજુ કવ્વાલ અને પાર્ટી**

FT 4233 { ના પૂછ અપને આશીકસે
હય જમાના મુબતિલયે

**Mr. Kamruddin Afzali** — **મી. કમરૂદીન અફઝલી**

FT 4234 { મુજે જલ્વા દિખાદો હબિબે
મરહબા મરહબા રસુલે

**Abdus-Sattar Quawal** — **અબદુસ્સતાર કવ્વાલ**

FT 4235 { નયનાસે નયના મિલાયે
સુનો દુખીયાસે દુખ

FT 4190 { અપને નબી પર નસાર હોજા વ — નાત
અહમદ પ્યારે મોરે કમલીવાલે — ,,

**Abdus–Subhan Quawal** અબ્દુસ સુબ્હાન કવ્વાલ

FT 4236 { ખીન દેખે નબીજી કરાર નહિ / લિહો ખબરયાં હમાર મોહમદ

**SUFI HANIF** સુફી હાનીફ

FT 4237 { બીખર જાયેગી જુલ્ફે અંબર રીશાન / સખી કૈસે કહુ મન કી બતીયાં

**Abbasuddin Mohmed** અબ્બાસઉદ્દીન મહમદ

FT 4248 { અલ્લાહ અલ્લાહ યે શાન રસુંલ / મોહમદકે કદમોં પે કુરબાન

**Mansur Ahmed Quawal** મનસુર અહમદ કવ્વાલ

FT 4249 { મુંઝતર હું ફુરકતમેં / શા હે દો આલમ

FT 4250 {
**Taramati & Faqui.** તારામતી અને ફકીરૂદ્દીન
કલેજસે આકે લગાજા પ્યારે
**Taramati** તારામતી
ગુલ્શનમેં સજ્જે ઝુલા

FT 4251 {
**Mohd. Aslam & Party**
મોહમ્મદ અસલામ અને પાર્ટી
સબકી હાજરતખાં મરહબા, મરહબા — નાત
**Mohd. Ashraf** મોહમ્મદ અશરફ
તેરા નામ મુહમ્મદ અલી — નાત

**Miss I. M. Shiply Amateur**
મિસ આઇ. એમ. શિપલી ( અમેચર )

FT 4257 { ઇશ્ક કી ચોટ હૈ ખાઇ — દાદરા નાચ / બસ અબ તો ફુટહી જાને દો — ગઝલ

## TWIN DRAMATIC PARTY — ટવીન ડ્રામેટીક પાર્ટી

FT 4238 { શેવીંગ સેલુન—ભાગ ૧ — કોમીક
,, ,, —ભાગ ૨ — ,, }

FT 4239 { મુજરા ઔર ઝગડા—ભાગ ૧ — કોમીક
,, ,, —ભાગ ૨ — ,, }

### ના. નિઝામ સરકારની સીલ્વર જ્યૂબીલી પ્રસંગે બ્હાર પાડેલી સ્પેશીયલ રેકોર્ડ

## Miss Usharani — મીસ ઉષારાણી

FT 4294 { હો મુબારક શાહ ઉસ્માં તુમકો—ભાગ ૧ — કસિદા
,, ,, ,, —ભાગ ૨ — ,, }

---

## Punjabi Records . — પંજાબી રેકોર્ડ

---

FT 4254 { Miss Anwar Sultana મિસ અનવર સુલતાના
યા હબીબે ખુદા યા નબી — નાત
Taramati — તારામતી
કાલી કમલિયાવાલા આયા — ,, }

## IQBAL HUSSAIN — ઇકબાલ હુસેન

FT 4255 { યા રહમત-ઉલ-લીલ-આલમીન — નાત
મહશર વે દીન ઉમ્મત તારી — ,, }

FT 4256 { Farid & Taramati — ફરીદ અને તારામતી
વેન જા રાંઝા વેન જા — પંજાબી ડ્યુએટ
Bhai Lali — ભાઇ લાલી
તેરે સામને બૈઠકે રોના }

Miss Akhtari Jan of Meerut મિસ અખ્તરીજાન મીરત

FT 4180 { મૌસિમ બહાર કા હૈ પૈમાના નાચતા હૈ — ગઝલ
પહલ્લૂ હૈ જબ સાકિયે મસ્તાના હમારા — ,,

AMIR JAN — અમીર જાન

FT 4181 { મદીને મેં મુઝ કો બુલાલો મોહમ્મદ — નાત
દીદાર મુસ્તફા સે તબીયત સંભલ ગઇ — ,,

FT 4199 { Miss BIBBO — મિસ બિબ્બો
મરહબા મરહબા મરહબા મરહબા — નાતિયા ખમ્સા
Miss BADRUNISHA — મીસ બદરૂન્નિસા
જિસે મોતકિદ અપના પાતે હૈ ખ્વાજા — કસાદી

FT 4200 { Miss Badrun-nisah — મીસ બદરૂન્નીસા
જબ કાયાને જનમ લિયા જગ હંસા તો કાયા રોય ભજન
Pdt Brij Bhushan — પંડીત વૃજભૂશણ
એ હવા પૈગામ દેના યહ મેરે ભગવાન સે — ,,

Miss Satyavati Patel — મિસ સત્યવતી પટેલ

FT 4182 { જિયા પાવે નહીં ચૈન — જોગીયા
નૈનોં કા મારા હૈ ભાલા એ રામ — દાદર

FT 4201 { Master Abdul Razzak ( Aligarh )
માસ્ટર અબ્દુલરજ્જાક ( અલીગઢ )
તૈબા કી નગરી બુલાલો નબીજી પ્યારે — નાત કવ્વાલી
Ghulam Ahmed Quawal & Party
ગુલામ અહમદ કવ્વાલ અને પાર્ટી
ઇસ કદર મુઝ કો મદીને કી હવા ભાલી હૈ — ,, ,,

**Mr. G. M. Sen (Amateur) મિસ જી. એમ. સેન (એમેચર)**

FT 4191 { સોજે ઉલફત કો જો સીને લગા લેતે હૈ — નાતીયા કવ્વાલી
મૈં હૂં તુમ્હારી દાસી — નાત

**Imam Bakhsh Quawal** — **ઈમામ બખ્સ કવ્વાલ**

FT 4184 { ગૌસુલઆજમ બચાલો સફીના મેરા — કસીદા
મોરે ખ્વાજાજી અજમેરી — „

**KHALIL AHMED QUAWAL** — **ખલીલ અહમદ કવ્વાલ**

FT 4185 { જાત અહમદ કા યહ એજાજ હૈ અલ્લાહ અલ્લાહ — નાત
વીસાલ શહે દોસરા માંગતે હૈ — „

**Khurshid Khan Peshawari & Party**
**ખુરશીદ ખાં પીશાવરી અને પાર્ટી**

FT 4186 { દીદ માબુદ હૈ દીદાર રસુલે અરબી — નાત
આંખોં મેં મેરે જબ સે વહ યાર સમાયા હૈ — „

**Mastan Quawal** — **મસ્તાન કવ્વાલ**

FT 4187 { આરઝુ બેકાર હરદમ ઠોકરેં ખાતે હૈં હમ — ગજલ નાતીયા
દાગે વહદત હૈ ગોયા ખઝીના મેરા — નાતીયા કવ્વાલી

**PIR MOHD. QUAWAL** — **પીર મોહમ્મદ કવ્વાલ**

T 4188 { જબ સે બસી હૈ તોરી નૈન મદીનેવાલે — નાત
દરદ ફુરકત કી દવા દો યા મોહમ્મદ મુસ્તફા

## Sanaullah Quawal — સનાઉલ્લાહ કવ્વાલ

FT 4189
- જાદુ બાલમા નૈનવા કે માર ગયે — દાદરા
- જુલમી નૈનાં બાંકે યાર — ,,

FT 4192
- Ghulam Sabir & Aysha — ગુલામ સાબીર અને આયશા
- અખબારી માશુકા — મજાકીયા
- A. R. Kashmiri & Aysha — અબ્દુલ રહેમાન કાશ્મીરી અને આયશા
- દગાબાજ હકીમ — ,,

## Twin Dramatic Party — ટવીન ડ્રામેટિક પાર્ટી

FT 4193
- ડાકટર કા ઇશ્ક — મજાકિયા
- ડાકટરકી લડકી — ,,

# INSTRUMENTAL RECORDS — વાજીંત્ર રેકોર્ડ

## Ranjit Roy & Party — રણજીત રોય અને પાર્ટી

FT 4194
- ઓરકેસ્ટ્રા
- ,,

## Ponuswami Pillay [Late] — પેનુ સ્વામી પિલાય [સ્વ]

FT 6206
- નાગે સ્વરમ
- ,,